

શ્રી

# સત્યતા

## નાટકનાં ગાયનો.

શ્રી "મનહર આર્ય નાટક સમાજ" માટે

રચનાર,
મણીશંકર ત્રીભુવન ત્રીવેદી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
મહેતા જયરામભાઈ અને આર.

અમદાવાદ,
શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસમાં શા. ચુનીલાલ
અમથાશાએ છાપ્યું.

પ્રથમાવૃત્તિ પ્રત ૫૦૦૦

સંવત ૧૯૬૯ સને ૧૯૧૩

કીંમત ૦-૨-૦

# નાટકના પાત્રોનાં નામ.

સુજાણસિંહ—રાજનગરનો રાજા.

શેરસિંહ—સદરહુ રાજાનો એક નીમકહરામ સરદાર.

છત્રસિંહ—સદરહુ રાજાનો એક નીમકહલાલ સરદાર.

સામતસિંહ—મુલતાનનો રાજા.

કાસામ—એક વફાદાર સરદાર

ગુલાબ—શેરસિંહનો માનીતો હજામ.

પસવો—ગુલાબનો છોકરો.

પ્રભાવતી—રાજા સુજાણસિંહની પુત્રી અને છત્રસિંહની ભવિષ્યની સ્ત્રી.

સુકેશી—શેરસિંહની સુશીલ સ્ત્રી.

બુઢી—એક ઘરડી ફેશનેબલ ઓરત.

પશી—બુઢીની પૌત્રી.

ચંપા—-એક નાયકા, શેરસિંહની પ્યારી.

સિવાય નરઓ, [illegible]રો, સરદારો, દરબારીઓ, સીપાઇઓ, જાનઇઆ. જાનડીઓ, સાહેલીઓ વગેરે.

શ્રી.

# શ્રી 'સત્યતા' નાટકનો ટુંક સાર.

સીન ૧ લો (સુત્રધાર, નટી, મંગલાચરણ વસ્તુસુચન) ૨.જયદરબાર, રાજયદ્રોહી શેરસીંહ સરદારનું આજ બેસતા વર્ષના દરબારમાં રાજાનું ખુન કરવાના ઈરાદાથી ગુપ્ત પલટણ સાથે દાખલ થવું, પલટણને છુપાવવી, દરબારનું ભરાવું, શેરસીહના અધમ વીચારો; તેના નાના ભાઈનો સદુપદેશ; પરીણામે રાજાનું ખુન. છત્રસીંહ બચાવ કરવા જાય છે, છુપી પલટણે છાપો મારી દરેકને તાબે કરવા છત્રસીંહનું નાશી છુટવું.

(ટેબ્લો).

સીન ૨ જો રસ્તો—ફેસનપર મરી ફીટનારી એક બુઢીનો પ્રેમ માટે પોકાર, તેની પૌત્રીનો ઉપદેશ બુઢીનો ધગધગતો પ્રેમ, ઇશ્વર તમા-

મની આશા પુરી કરવા બંધાયલો છે એવા ઠરાવવાળી બુઢીનો દૃઢ વીચાર રાજ્યનો માનીતો હજામ ગુલાબ, કેવી રીતે પ્રેમ કરવો તે પીચારમાં પોતાના દીકરા સાથે રકઝક કરતો આવે છે બુઢીના જોડાપરથી ભુલાઇ આશક બનવું.

સીન ૩ જો જંગલ—રાજાની લાશને જંગલમાં મ્હાત થયેલ છત્રસીંહ અગ્નિદાહ દેતો નજરે પડે છે. રાજ કન્યા પ્રભાવતીનો અફસોસ છત્રસીંહની હીંમત આશ્વાસન આપી બાપ સાથે બળી મરનાર રાજ્ય કન્યાને વેર લેવાના સોગંદ ખાઇ અટકાવે છે. દૈવ યોગે શેરસીંહની પત્ની સુકેશી પીયરથી પાછી આવતાં આજ જગ્યાએથી નીકળે છે પતી કાર્યથી વાકેફ થઇ પોતાની નારાજી દરશાવે છે છત્રસીંહે વેરના વીચાર જાહેર કરવા સતી ધર્મ પરાયણ સુકેશી પતી જીંદગી બચાવવાનું વચન માગી લેછે, બાદ જવું શેરસીંહે છત્રસીંહને પકડવા મોકલેલ સરદારનું આવવું. લડાઇ, સરદારની હાર ત્યા ઠાર થવું.

( ટેબ્લો ).

સીન ૪ થો રસ્તો—શેરસીંહના જુલ્મી રાજ્ય દોરથી કંટાળેલી રઇયત તરફથી વૃદ્ધ માજી દીવાનનું અરજી લઈ આવવું શેરસીંહનો ક્રોધ બહાદુર વજીરે સાચા બોલથી કાન ઉઘાડવા કોશેશ કરવી શેરસીંહે તેને નોકરીથી દુર કરવો.

સીન ૫ મો બગીચો—એક ઝુલાપર શેરસીહ ઝુલે છે તેની રખાત ચંપા નાયકાના ઉશ્કેરણી શરાબની મ્હેફીલ બાદ રાણીનું આવવું શેરસીંહે પોતાના કામો જાહેર કરી ફુલાવું; રાણીનો ઉપદેશ. પ્રેમમાં ઝેર શેરસીંહે તેનો તીરસ્કાર કરવો રાણીનું જવું બાદ ચંપાયે છત્રસીંહ તથા સુકેશીની નીરદોશ મુલાકાતને વ્યભીચારના રૂપમાં સમજાવવી કાચા કાનનો શેરસીંહ ભંભેરાઇ રાણીને કેદ કરવાનો હુકમ આપે છે બાદ ખુન કરવા ઠરાવ. માજી દીવાનની જગ્યએ કાયમ થયેલ કેપ્ટન કાસીમે છુપાઈ સાંભળવું. રાણીને બચાવવા વીચાર.

સીન ૬ ઠો ( રસ્તો )—પોતાના બાપની ઘેલછાપર દોકરાનું હસવું બાદ ગુલાબનું આવવું ખુટની

પ્હેરનારીપર પ્રેમનો રહીમ ખાલી કરવો તથા કસમ ખાવા. કર્મ સયોગે તે બુટની પ્હેરનાર પેલી બુઢ્ઢીજ નીકળી પ્રેમ શ્રંગારમાં અંગાર હાથના કર્યાં હૈયે તથા જુનો બટારો સાથે પડવો.

સીન ૭ મો જંગલ—છત્રસીંહ અને પ્રભાવતીનો જંગલમાં નિર્દોષ પ્રેમ, કાતીને આવી સુકેશીપર આવેલી આફત જાહેર કરવી, તાત્કાળીક બચાવ કરવા છત્રસીંહ જવું.

( સીન બદલાય છે. )

જેલમાં સુતેલી સુકેશીનું ખુન કરવા શેરસીંહ કાળા લીબાસમાં દાખલ થાય છે, પ્રેમને વ્હેમની લડત, સુકેશી નીર્દોસ ભાસવી, બાદ ચંપાયે આવી પાછો વ્હેમનો અગ્ની સતેજ કરવો, ખુનની તૈયારી, અકસ્માત છત્રસીહનું આવવું તથા તેની છુટેલી ગોળીથી ચંપા ઠાર, બન્ને ભાઇની રકઝક, શેરસીંહની હાર, સુકેશીયે પતી તરફ વફાદાર રહી જીંદગી બચાવવી, છતા પણ નીચ ઉપકારનો બદલો અપકારથી આપી સુક્તીસર બંન્યેને કેદ કરે છે.

( ટેબ્લો. )



## અંક બીજો.

---

સીન પ્હેલો જંગલ---છત્રસીંહ ન આવ્યા, એ ચીન્તામાં રાજ્યકુમારી, છત્રસીંહ કેદ થયાના ખબર વજીર મારફત મળે છે, ગભરાટમાં વધારો, વજીરની ધીરજ.

કાસીમનું આવવું. છત્રસીંહના છુટકારાની તરકીબ

સીન ૨ જો લગ્નમંડપ---ગુલાબનાં બુઢ્ઢી સાથે લગ્ન.

સીન ૩ જો કાળા પથ્થરની જેલ—એક સખત સકંચા માં છત્રસીહ સીકડાયેલો નજરે પડે છે, કાસીમની મદદથી સુકેશી રાણીનું છુટા થવું અને સુકેશીયે છત્રસીંહને છોડવો, જવા તૈયાર થવું; અચાનક શેરસીંહનુ આવી ચડવું રાણી સુકેશીનું ખુન, છત્રસીંહ ફરી કેદ, કાસીમની ગોઠવેલ તરકીબ પ્રમાણે પ્રજાનું આવવું, યુક્તીથી છત્રસીંહને છોડાવવો.

સીન ૪ થો---રાણી સુકેશીના ખુનની તેના પીતા સામતસીંહને ખબર પડવાથી ઉશ્કેરાય છે, શેર-

સીંહને ઠાર કરવા વિચાર, વજીર ( માજી દીવાન ) ની સાચી સલાહ.

સીન ૫ મો જંગલ—જંગલમાં પ્રભાવતીને ખોળવા ની ફુળેલ શેરસીંહ, અચાનક પ્રભાવતીને મુકામે આવી ચડવું, અંધારી રાતને લીધે અન્ય સ્ત્રી શમજી પુરી ન ઓળખી ફક્ત રૂપ પરથી પ્યારની માગણી, પ્રભાનો તિરસ્કાર, આખરે બળાત્કાર, બચાવ કરવા જતાં છત્રસીંહ ફરી કેદ,

( ટેબ્લો )

સીન ૭ મો વેરાન જંગલ—છત્રસીંહની કતલ શેરસીંહનો પ્રભા પ્રત્યે પ્યાર સાચા પ્રેમીને છાજતા પ્રભાના ઉહગાર; સાથે તેને પણ કતલ કરવા ફરમાન સામતસીંહ—તેમ માજી દીવાનથી બચાવ શેરસીંહ કેદ.

ટેબ્લો.



## અંક ૩ જો.

---

સીન ૧ લો રસ્તો—શેરસીંહ પકડાવામાં તેમજ પદભ્રષ્ટ થવામાં મતભેદ, અફસરોમાં ઝઘડો થવો, સામતસીંહે આવી દરેકને સત્ય સલાહ આપવી

સીન ૨ જો બગીચો--પ્રભાવતી આજે સુખનો સમય આવ્યો તેના આનંદમાં સખીયો સાથે વીનોદ છત્રસીહનું આવવું, દેશ જવા તઇયારી.

સીન ૩ જો—બુઢ્ઢી સાથેના લગ્નનો નીકાલ, છોકરાં છોકરીના લગ્ન, તેમજ ઓલ્ડમેનોનો ફેંસલો, જુરી, પશ્ચાતાપ અને પ્રાયશ્ચીત.

સીન ૪ થો જેલ—શેરસીંહ જંજીરમાં જકડાયલો, નજરે પડે છે, રસ્સી બળે પણ વળ ન ટળે, ખુનીના અધર્મી ઉદગાર, સુકેશીના સુક્ષ્મ આત્માની મુલાકાત, ઉપદેશ, પત્થરપર પાણી

લાસ્ટ સીન ૫ મો.--પ્રભાવતીને તાજપોશીનો દરબાર, છત્રસીંહની સાથે લગ્ન, શેરસીંહને માફી

પણ વ્યર્થભર કચેરીમાં પીસ્તોલ ખાઇ શેર·
સીંહનો આપઘાત.

શાંન્તી ! શાંતી ! શાંતી !

સત્યમેવજયતે.




લી.

સહી મણીશંકર ત્રીભોવન.
ત્રીવેદી.
ત્રાપજકર.

મનહર આર્ય નાટક સમાજ માટે.

શ્રી

# સત્યતા

## નાટકનાં ગાયનો.

---

### મંગળાચરણ.

૧

સુત્રધાર—ૐ હરી મંગળકારી તું નાથ સદા સુખદા નમુ

તું જય જય કર શાંતીથી તાપટળે જનનાં રહુ

સકલ જગત જીવન પ્રાણુ

અકલ અગમ કૃતી અજાણુ

તારણ તું મારણતું

કરણતું પાલકતું

નવીન કૃતી રસમય કરતું, ૐ

૨

બાળાઓ—ક્યાંછે સાચા ક્ષત્રી શૂરા સત્ય વચન વદતા,

પરદુઃખ ભંજન પરદુઃખ માટે શીશ કબુલ કરતા;

સત્યતણી શમશેર ધર્મની ઢાલ હાથ ધરતા,
આ સંસાર રણે શૂરવીર નર જય જય જય જય કરતા.
વિરનર વિણ સંસાર સારમહુ પેંશી ગયો પાતાળ દેખાયે
દુષ્ટ કર્મ કરનાર. ક્યાંછે.
નીચ હરામી નરકાયર અભીમાન ઉર ધરતા
કરે બહુ વ્યભીચાર મુરખના સરદાર
કપટ મમત મહીં તે મરતા. ક્યાંછે.

૩

કંચનીયો—મોહન પ્યારી પ્યારી ચીતવનમેં
દુઃખ ભરી બીત ગઈ રયન નરે
નિર્લજ નષ્ટ નિડર મનરે
જાઓ જાઓ જાઓ ઘર સોતનકે
તુમ કપટી કુંજબીહારી સોતનકો છતીયન ધારી.
બાલમ બીછડે અંખીયનસે. મોહન.
સુનું નહિં મયેં તોરી પરોકાહે પૈયાં મોરી
નહિં મયેં બારી ભોરી કહો ક્યું કરજોરી
માનેન રાધે ગોરી છો રોજી બારાજોરી. બાલમ.

૪

બુઢી—જાઉં મીલાવું પ્રેમી કોઈ રંગીલો યાર
છોકરી—ધીક બળી ગયો અવતાર
બુઢી—નીકળ નીકળ જા નીમાણી તારૂં
મોહુ અહીંથી બાળ. જાઉં

છોકરી—ધુળ શાને નાંખે ધોળામા
જરી વીચાર જરી વીચાર
બુઢી—નીકળ બ્હાર
પ્રેમ રંગે હું ભીંજાણી બની અલબેલી નાર. જાઉં

૫

બુઢો—લટકે લાલા બની જાસું પરણી પ્રેમી થાશુ
છોકરો—પાછળ પોકારીશું રામ બોલો રામ
બુઢો—છનનનન છનનનન ભોં ભોં
વાજાં વગડાવીશું લાલ.
હો લગન
થઇ મગન
પીવા છે મન દેશી રમ.

૬

પ્રભાવતી—આંસુ ભરી આંખલડી રાતી કરી આજ રડી રડી
તારે માથે વિપત્તી શી આવી પડી આ. આ.
આજ જોઇ ખરી મેં તમ બહાદુરી
બાળા શાંતી ધરી વિચારો દીલ જરી
ફોકટ મરો ફુલી વાતે વળી. આંસું.

૭

નાયકાઓ—ઝુલો ધીરે ધીરે પીયુ પાતળીયા પ્યારી ઝુલાવે
અલબેલા રંગ રસીયાજી રસજામ ઉડાવો વાલમજી
રસભર જોબનનો હીંડોળો આ હેતે કરી

વાલુણા સ્નેહનણા રેશમની દોરી ધરી
હજુરમાં ઉભી હાજર હોચોળું હું ધીરી ધીરી
પ્રીયતમ પ્રેમ તણો પ્યાલા પુરા પાઉ ભરી
રીઝાવું રગમા ઉમગ સગમા
વધ્યો અનંગ આ અગે અગે ઝુલો

૮

**ચંપા**—તીખે હર્ય ગજ્જ બીહારે લગ જાઈંગે નયનાં
હારે લગ જાઈંગ નયનારે બાધ જાઈંગે નગનાં
નયનન સયનન ધ્રાયન કીને
માન બીદેશી મોરા કહેના કહેનારે. લગ.

( દુહો )

આવન આવન કહે ગયે ઓર કગ્ગરો કોન અનેક
ગીનતા ગીનતાં ગીસ ગઈ હાંરે ઉગલીયુકી રેખ.

( દુહો )

સોના લાવન પી ગયે સુના કર ગયે દેશ
સોના મીલાન પી મીલે રૂપા હો ગયે કેશ
રૂપા હો ગયે કેશ રોય રગ રૂપ ગમાયો
ભઈ હલદીકે રંગ પીયુ અજાહું નહીં આયો.

૯

**સુકેશી**—ધીક ધીક મુરખા મોહ પામી પરભામાને ભજતા,
નારી પોતાની ને તજતા

કરમ કાળાં કુડાં કરતાં, પરાયુ સુખ જોઇ બળતા;
અનાચારની ઝેરી ઝાળમાં પતગ થઈ પડતા.
પલકમાંહી સળગી મરતા.
પ્રપંચની બાજી રમાતાં ભડકા ઉઠે વ્હેમના,
પછી પૂળો મૂકે પ્રેમમાં.
માથુ કુટતાં કચરાતાં અતી કુટાતા અંતે મરતા.

૧૦

**બુઢો**—લાગી બલા ડાકણ દીવાની  **છોકરા**—હાં, હાં, હા,

**બુઢી**—છો દીવાની ડાકણ જાની  **છોકરો**—વ્હા, વ્હા, વ્હા

**બુઢો**—હાય ખટારો ખાધે વળગ્યો કજાહાર.

**બુઢી**—એશ બન્યો ઘરડો ઘોડો લગામ લાલ, આવો મારા નાથ

**બુઢો**—બળ્યો તારો હાથ મૂવો તારો નાથ

**છોકરાં**—( હહે છે ) હા, હા, હા, હા, હા.

બન્ને આવો, સમજી જાવો, સાદી રચાવો, લ્યો બહુ લ્હાવો:
ઢોલ વગડાવો, ઢીચક ઢીચક ઢમ. (૩)

**બુઢી**--આવો લટકાળા લાલ.

**બુઢો**—પૂછડા વિનાનું સાલ

**છોકરો**--લગ્ન વધાવો હાલ

**છોકરી**—હોંશથી બતાવો વહાલ.

**બુઢી**—જીગરના જમાદાર

છોકરાં—ખરેખરા હુશીઆર

બુઢો—જીવ ચાલ્યો જમદાર.

૧૧.

**પ્રભાવતી**—જાઓ જય જય જય થાઓ,
પામો કીર્તી ઉજવળ જગમા

**છત્રસિંહ**—હાખુ હું દુશ્મનને જઇ,
પાપી કાપી રોળીશ રણમાં.

**પ્રભાવતી**—પ્રીયતમ અવસર મંગળકારી

**છત્રસિંહ**—સત્યધર્મ છે સહાયકારી

**પ્રભાવતી**—શૂરા પૂરા છો પ્યારા

**છત્રસિંહ**—ધરો ધીરજ બાળા

**પ્રભાવતી**—વ્હેલા વળજો વ્હાલા આશીષ મારી આ.



# અંક બીજો,

---

૧૨

પ્રભાવતી--પીયુ પંથ નિહાળે નયનો આ,
રસના રટતી એ રટના પીયુ.
દીલ દીવાનું થઈ દોડે,
રહી આશા તંતુના જોરે;
ઉભરા ઉરમાં સમાય ના. પીયુ.
ઉડી આકાશ માંહી ઉંચે,
વળી જાય પૃથ્વીની નીચે;
પીયુનાં પગલાં જણાય ના. પીયુ

૧૩

પ્રભાવતી—કપટ બાજીમાં રાજી રાજી, પાપી પાજી ગર્વે ગાજી
વજીર-કાસમ—મુરખ મતી ફરજો.
નીચ પાપી નરની આજે તોડો સૌ પતરાજી.
કપટ.
પ્રપંચની સામે પ્રપંચી હાથ ધરી હથીયાર,
રહી હુંશીયાર કરી સંહાર જગકર્તા કરે જયકાર.

૧૪

છોકરો—આવો મારા લટકાળા મોહનલાલ

**છોકરી**—હાય મારૂં હૈયું તું કરતી હલાલ
ચીત મારૂં ચીરતી તું ચપ્પુથી.

**છોકરો**—ચરર ચરર છરર છરર અરર અરર
થરકું થરર હાય                આવો.

**છોકરો**—નવરંગ ફુલડાં ફુલ્યાં જોબનનાં,
રસીક રમણુ ડીયર ભમર આ;
લુંટો રસીક રમણુ ડીયર ભમર આ
કરમાયા ફુલમાં બાવળના કાંટા,
પહેલે નંબર વીંધે જીગર સરર સરર ભુલ્યો ભમર હાય
આવો.

## ૧૫

**જાન**—કૃષ્ણને કુબજા કેરૂ જોડલું લલના ના લાલા,
આનંદનો સાગર આજે ઉલટયો કુટોના ઢાલા.

**બુઢી**—જુગતે જોડાણી જોડી પ્રેમથી વાવારે વાલા

**કાસમ**-આતે વીગા કે માંડયું બારમું બોલો ના કાલા.

**છોકરો**—બાપાના બોલ સાચા ઉતર્યાં ભોંકાણુ ભાલા.

**કાસમ**—ચોટી અણધારી આવી આપદા હોમાણા ઢાલા
બુઢી પરણીને પ્રાયશ્ચીત વોરીયું ઈઝીકશન આલા

**છોકરો**—સપે સુધારો ઘરની આબરૂ થીંટાળા ઝાલા-

## ૧૬

**જાનરણીયો**—રાબા તે હાથમાં દીવડો, જમણા હાથમાં ઝારીરે;

રૂમઝુમ કરતા મહેડે ચડયા હાંમેર તાણુી છે સોડયોરે
અગુડો મરડી જગાડીએ જાગો દેવ મોરારીરે.

૧૭

**પ્રભાવતી**—મીઠી વાગળી લાગી ગાહુતનમા,
પ્રાણજીવનના પ્રેમ પરાગે;
થનક થનક થાય તનમા. મીઠી.
ધાયન મનકુ હરતું ફરતું હરખે હરખ,
કામણગારીમા વીલસે તનસે તરસે;
એ રાગી મોહન હા હાં મીઠી હાં

૧૮

**પ્રભાવતી**—આ દૈવગતી ન્યારી નીહાળો દુઃખીયારી,
પળે પળે રંગો ન્યારા ઢંગો ન્યારા એ ઓળખાયે,દૈવ
ખેલે દોરી ધારીરે એ ખેલાડીરે,
ઘડીએ ઘડી નાચ નચાવે ઘડીમા હસાવે ઘડીમાં રડાવે
મુઝાવે ભારી દૈવ.
હારી ધીર ધારીરે અણુધારીરે,
વીપરીત અવદશા મારી રાજાની કુમારી.
ભોગવું લાચારી ટળે ન ટાળી. દૈવ.

૧૯

**છોકરી**—સાર સહુ સસીક પ્યાર સુધરેલી નાર કર ધરી દીએ
ચુંબન ગાલ.

છોકરો—તારી ખરા નખરાદાર ફેશનના માર પર
મરી મુવા કંઇક ગમાર.

છોકરી--કનકની શું કીંમત કરશે કુંભાર.

છોકરો—કીંમતવીણ કર ધરી ફેરતે કુંભાર.

છોકરી—ધીક અવતાર ઓળખી ન નાર,
રસીક નહિં મુરખતણો સરદાર;
પ્યાર ખરો ફેશનથી પુર પરખાય.

છોકરો—ધીક અવતાર પારખી ન નાર,
પરણી પછી મુરખ તે પસ્તાનાર.

છોકરી—પ્યાર નહીં ફેશશની સળગી લ્હાય સાર.

૨૦

બુઢો—ઓ કમજાત, ઓ કમજાત, તારા પાપે ચોટી આ ટીનપાટ

છોકરો—બાપા બન્યા હુશીયાર.

બુઢો--ઓ ડેમ ફુલ.

છોકરો—મળી પ્યારી પ્યારી જાઓ વારી વારી.

બુઢો—ડેમ ફુલ.
જા હેવાન, જા નાદાન, આ જબાન, આ અપમાન.

છોકરો—બાપા બન્યા આશક પછી મળી ગઈ માશુક વ્હા વ્હા

બુઢો—હટ હટ,

છોકરો—બુઢો જાન.

બુઢો--છટ છટ.

# અંક ત્રીજો.

---

૨૧

**કાસમ**—વિશ્વ વિનાયક જળ સ્થળ સ્થાપક
વ્યાપક ઘટ ઘટમાં સ્વામી
નટવર નાગર કરૂણાસાગર અમર અજર અંતરયામી,
નાથ નમામી સ્વામી રામ.
યમ નિયમ સાધન જગ સાધે આરાધે
તું નિભાવે જગ મહીમા ગાવે.
પથ્થરની કરી પાળ પાણીમાં બાંધે.
તું આધારે શરણુ જગત તાહરે,
પતીત પાવન ધર્મ સ્થાપને;
જુગ જુગ કાયા ધારે ધારે ધારે,
અશરણુ શરણુ એમે તો સ્વામી રામ.

૨૨

**સખીઓ**—મારી સાહેલી ડંકા વાગ્યો આજ દેશમાં વીર હાક
વાગી રહી.
**પ્રભાવતી**—મારી સાહેલી આનંદનો સાગર ઉલટયો બાળા ઝુલી રહી.
જુએ જુએ લાડકડી વાટલડી વ્હાલાની;
વાલમ વરણાગીયો જીતી આવે સાહેબો,
વિજય જય ગાજીયો રંગ રેલાવીયો.

બની સોળે શણુગારથી ગજગમની ચાલતી જોતી વિ-
જય રંગને.

બની એ શરમી બ્હાવરી વીરહે થઈ વ્યાકુળી જોતી
વિજય રંગને

કીર્તી ઉજ્વળ ચંદ્રીકા ચોગમ ઝક ઝક થાય,
ચતુર ચકોરી ચુમતી પ્રેમે ઝકોળાં ખાય.
મનહર મોહની લાગી એ સોહાગી રાગી મનના,
સુખકર સુંદરી જાગી થૈ સુભાગી રાગી તનમા;
લટક મટકતી લટકાળી હસતી હસતી મારી,

૨૩

**સાહેલી**—વારેવા શી મંદ હસે મદમાતી

**પ્રભાવતી**—જારેજા નવ દીલ મંહી શરમાતી

**સાહેલી**—મુખ મરડે ને મનમાં મીઠું શીદ ધુતારી છણુકે

**પ્રભાવતી**—પ્રીતમ પ્રીતીના સુખદ સ્વપ્નમાં શીદ વચ્ચે પડી અટકે

**સાહેલી** ૧—આ ગળે પીયુ કર વીંટાશે

૨—આ હ્રદય કંપ તુજને થાશે

૩—આ વેણી ફુલડાં વીંખાશે

૪—આ કુસુમ કળી તુજ ચોળાશે

**સાહેલીયો**—પછી અનંગ રણમાં રોળાશે

**પ્રભાવતી**—જાઓ જરી લાજાઓ. વારેવા

૨૪

છત્રસિંહ—કુસુમવેલી રસે ભરેલી પરીમલ પસરાવે

પ્રભાવતી—ભ્રમર પ્રિય ખીલાવે પ્રીતી જણાવે
સંગ સોહાવે કુસુમ.
કરી ગુંજાર એ રસ પીશે પ્રીય માનુની માન મુકાશે
અબળા ઉપર જોર કરો કદી જીત એમાં શી જણાશે

છત્રસિંહ—રતી જંગ જમાવશે રંગ ધરી ઉછરંગ

પ્રભાવતી—આતુરતા અતર આવે ચીતડુ ચળાવે
ને નેહે નમવે આ અંગ ફુલાવે કુસુમ

૨૫

છોકરી—એજી મારા નયનોનાં તીખા બાણુ
એજી બાણુ લાગે કટારીતે કાગી કારી એજી.
એજી વેણી આ નાગણુ કાળી
ડંસીલી દીલ ડોલાવનારી
કુચ નારંગીને જુવે કોઇરે ઘાયલ ઝટ થાય હારી હારી
ચાલો ચટક લટક મટક વળી જાય જાય
કુમળી કમર લચક લચક. મારી.

૨૬

છોકરો—આ ચટકદાર લટકદાર ચતુરા ચાલ
ધીરી ધીરી ચાલતી

છોકરી—હું મરોડદાર છું

છોકરો—તું ખરી ખુબીદાર છું

છોકરી—દીલબર જીગર ઉપર અજબ અસર મુખડું કરે

છોકરો—તું ખુલ ખુલ મીઠી વાણી સંભળાવી

થનન થનન થન નાચી દીલડું હરે

ગાલ તારા ગુલાબી ઉપર કુરબાન

છોકરી—કુરબાન કુરબાન દીલજાન આ ચટક

૨૭

બુઢો—સુખકર વ્હા વ્હા

બુઢી—અવસર વ્હા વ્હા

છોકરો—પીયો રસ પ્યાલા

છોકરી—આ=હા હા હા

બુઢો—ટળી ઉદાસી

ટળી ગઈ ફાંસી

બ. છોકરી—રંગ વિલાસી

વ્હા વ્હા વ્હા

બુઢો—બલા ગઇ દુર દુર બુઢી—ચમકે આ નુર નુર

પીડા ગઇ દુર દુર

બન્યા છો બહાદુર રંગીલા વ્હા વ્હા વ્હા
મળી આ પ્રેમ જોડી
બુઢી—બંન્ને દયો હાથ જોડી
બુ૦ બુ—રંગે રહો પ્રેમ જોડી પ્રેમ જોડી
છો૦ છો—રસભર રસભર વ્હા વ્હા વ્હા.

